જાણીએ છીએ; તેથી, કથન થંભાવીને-એટલું જ ઉમેરીને કે એ યુવાન આખ્યાયીના જે લેખોમાં વિચારચર્યા આ અંકમાં થઈ છે તેને જે કેખકે વિચારવી હોય તે વિચારે ને વ્યવહરે.-વિ દ. વૈ.

## મન્દિર-વૃત્ત

૧. શ્રી લીલાવતી લાલભાઈએ (અમદાવાદ) રૂ. ૫૦૦ રવ. આનન્દશંકર-સંસ્મરણ-અંકના આપ્યા છે તે માટે 'માનસી' એમનું ઋણી છે.

૨. મહાગુજરાત ગઝલમંડળે 'માનસી' ભંડોળ માટે તા. ૧૯-૧૨-૧૯૪૮ ને રોજ કરેલા મુશાયરાની ચોખ્ખી આવકનો મુખ્ય હપતો રૂ. ૨૦૦) નો મળ્યો છે. એ માટે મંડળ તથા આ મહદ મહેનત આપનાર સર્વ કાર્યકરોનો ઉપકાર માનીએ છીએ.

૩. શ્રી નાનજીભાઈ કાળીદાસ (પોરબંદર) રૂ. ૧૦૧. શ્રી ભોગીલાલ મ. શાહના (ભાવનગર) રૂ ૧૦૦) તથા શ્રી. ગગનવિહારી લ. મહેતાના (મુંબાઈ) રૂ. ૨૫ ભેટની સાભાર નોંધ લઈએ છીએ.

૪. નિયમિત થવાની આશાથી આ અંક બેવડો (જો કે પુસ્તકાવલાં ઘણાં તંત્રલખાણો વિનાનો) કર્યો પડ્યો છે; નિયમિત થવાની પાકી તેયારી એ રીતે છે કે માર્ચ ૧૯૪૯નો અંક અર્ધો જેટલો છપાઈ ચૂક્યો છે.

૫. લવાજમના રૂ. ૫-૮-૦ તુરત જ મોકલતા ગ્રાહકોને વિનંતિ છે; નહિ તો માર્ચનાં વી. પી. થશે.

૬. ઈન્દુપ્રસાદ શિ. મહેતાના માયાળુ સહકારથી ગયા અંકમાંની સ્વ. સર લલ્લુભાઈની છબી બ્લોક માટે મળેલી; એ માટે એમના આભારી છીએ.

વિ. દ. વૈ. (સુરત ૧-૨-૪૯)

# મંજૂષા

## શ્રીઅરવિન્દનો સાંપ્રત ભારતને સંદેશ

[આંધ્રવિદ્યાપીઠ તરફથી તા. ૧૧મી ડિસેમ્બર ૧૯૪૮ને રોજ શ્રીઅરવિન્દની ઉત્કૃષ્ટ સરસ્વતીસેવા માટે તેમને ડા. રેડ્ડી રાષ્ટ્રીય પારિતોષિક અર્પણ થયું હતું તે પ્રસંગે તેમણે લખી મોકલેલો મૂળ અંગ્રેજી સંદેશ હાથમાં આવતા પહેલાં ગયેલું પોષ ૨૦૦૫ના 'પ્રસ્થાન'માંના એના થોડા ઉતારા એ આંધ્રવિદ્યાપીઠ સિવાયના સમગ્રનું જે ભાષાન્તર (ગ. જ. તીર્થાન આચાર્યનું) 'પ્રાચીની એકતા'એ મથાળે થી, આવ્યું હતું તેને આધારે કરેલું આ સંદેશનું તુરત માટે, એમાંની દૃષ્ટિના પરિચય પૂરતું છાપીએ છીએ.—તંત્રી]

એ સન્દેશમાં થોડા પ્રારંભિક પ્રસ્તુત શબ્દો પછી શ્રીઅરવિન્દે પહેલું તો એ સ્પષ્ટ કર્યું છે કે હિંદના વર્તમાન રાજ્યધુરીણોએ તેમના કર્તવ્ય અંગે જે મહત્ત્વના નિર્ણયો કરવાના છે તેના પ્રતિ પોતે દૃષ્ટિ નાખ્યા વિના રહી શકે તેમ નથી. તેઓ એ નિર્ણયોમાં સર્વપ્રથમ સ્થાન હિંદની દેશરચનાના પુનર્વિધાનની બાબતને આપે છે. હાલની જે કૃત્રિમ રચના છે તેને બદલે પ્રાન્તોની નવેસર રચના "વિવિધતામાં એકતાના સિદ્ધાન્તના પાયા પર" કરવાની હિમાયત તેમણે, "એક વિશિષ્ટ પ્રજાનું નિવાસસ્થાન" એના હિંદમાંની અર્થ, ઇસનામો તથા બ્રિટિશ રાજ્યસત્તાના સમયના રાજકીય તથા સાંસ્કૃતિક અંગો (?) સંક્ષિપ્ત ઇતિહાસ લક્ષી નિરૂપણ દ્વારા, કરી છે. હિંદે એ ઇતિહાસકાળમાં પોતાના તત્ત્વો જાગવેલાં, નવાને સ્વીકાર્યાં; રાજકીય એકતાનાં સપનાંના પણ વસ્તુએ છું ટકવા એના પ્રયોગો થયેલા, એ બતાવ્યું છે; તેમ જ દેશની ભિન્નભિન્ન જાતિઓને વિકસવાનાં ક્ષેત્રોને ('પ્રાન્તો' કહેવાય છે તેને) પોતપોતાની સ્વાભાવિક વિશિષ્ટતા પણ હતી જ એ સ્પષ્ટ કર્યું છે.

સેંકડો વર્ષો દરમ્યાન વિકસતી આવેલી એ વિશિષ્ટતાની સાથે સાથે કાયમી રાજકીય એકતા હિંદમાં સળંગપણે શા માટે સ્થાપિત થઈ શકી નહિ તેનાં કારણો તરીકે આ દેશમાં આટલાં વાહનો ન હોવાં; દેશની પ્રવર્તિત વિભાજિતતા જુદી જુદી પ્રાન્તભાષાઓ; પૂરતાં સંપર્કો (અત્યારના ઓછાં સાધનો લીધે) અભાવ, એકતાના પ્રયોગો જે હાથ ધરાયા તેની

પદ્ધતિના અન્તર્ગત હોય અને તેથી મુકાબલે અલ્પજીવી નીવડેલાં ભારત-
માંનાં સામ્રાજ્યોની પરંપરા, અને સૌથી વધુ તો, બહુસંખ્ય હતાં તે
જુદેજુદાં રાજ્યોને ધરમૂળથી ઉખેડીને, તેમ જ પ્રજાસમૂહના વિભિન્ન
ભાગને એકમેકની સાથે જોડીને એક નવો ઢાળો આપનારી કોઈ એક
તપઃશક્તિનો અભાવ."

બ્રિટિશ અમલ આવ્યો ને ગયો તેના લાભાલાભ આ હતા: તેના
દ્વારા મળેલી કેળવણીને લીધે અંગ્રેજી ભાષા દ્વારા પ્રાન્ત-સંપર્ક શક્ય
તથા નિકટ બન્યો; સ્વદેશાભિમાન પ્રગટ્યું તથા સ્વાતંત્ર્યની એષણા
જાગ્રત થઈ; સ્વાતંત્ર્યપ્રાપ્તિના સાધના તરીકે અમુક એકત્વ જમાવાયું
પણ એ બળે સાર્થક થતાં થતાં દેશવિભાજન પણ કર્યું. એનાં પરિણામો
પ્રાણઘાતક આવ્યાં. બ્રિટિશ સત્તાએ દેશભરમાં એકસરખી પ્રથાનું વહી-
વટી તંત્ર આપ્યું પણ પ્રાન્તરચના કૃત્રિમ જ બનાવેલી. આમ છતાં પ્રાન્ત-
પ્રાન્તનું પ્રાકૃતિક સુસિદ્ધ વૈશિષ્ટ્ય એ સત્તાને હાથે લુપ્ત થઈ ગયું નહિ કારણ,
"અહીંની ભૂમિના મૂળભૂત તત્ત્વમાંથી એક એવી ઉપરાષ્ટ્રોની સ્વાભાવિક
રચના વિકસી હતી, જેમાં તેમની અનેકવિધ ભાષાઓ, સાહિત્ય, પરંપરા વગેરે-
ને સ્થાન હોય." આવા મુખ્ય પ્રજાસમૂહો કે પ્રાદેશિક ભાગો (નેપાળ સહિત)
પંદરથી વધુ નથી. પાકિસ્તાન સમવાયમાં જોડાશે ત્યારે પણ બહુ ફેર નહિ પડે.

બ્રિટન-નિર્મિત કૃત્રિમ પ્રાન્તરચના તો કામચલાઉ હતી; એને કાયમી
કરીને એક જ (રૂઢ)-ભાષાના, એકસરખી જ સંસ્કારિતાના તન્તુ વડે
આખું હિંદ સંધાયલું રહે, તેથી સંસ્કારિતા આદિ પણ એક ને એક જ
ઢાળાનાં-એવી વિચારસરણીના પક્ષપાતીઓ સાથે શ્રીઅરવિન્દ સહમત નથી.
એ સંરેણી પ્રજાને ભવિષ્યમાં માન્ય થશે કે નહિ એ હમણાંથી કહેવાય નહિ
પણ ચાલુ સંયોગોમાં શ્રીઅરવિન્દને એ [illegible], અને એની શક્યતા
શંકાસ્પદ લાગે છે. તેમને ભાષાવાર પ્રાન્તરચનામાં ભેદકારક
ભેદવર્ધક અનેકતા નહિ પણ "એકનામાં વિવિધતા" એવી
હિતકર અનેકતા—the One in Many—દૃશ્યમાન થાય છે. જુદા
જુદા પ્રાન્તોએ સંસ્કાર તથા ભાષાની જે વિશિષ્ટ સિદ્ધિઓ સધી
છે તે એનાં વિવિધ રૂપોમાં અર્વાચીન સાધનોની મદદથી વિકસશે એમ તેઓ
માને છે. વળી, સમગ્ર દેશની એકતા માટેની સ્વદેશાભિમાનની ભાવના
એટલી તો દૃઢમૂલ હવે થઈ છે કે એને ભાષાવાર પ્રાન્તરચનાથી હરકત

આવે તેમ નથી. જોખમ તો પ્રાન્તોના પોતપોતાના સહજ, સ્વયંભાવી જીવન-સ્ફુરણને અવકાશ ન મળવામાં રહ્યું છે. આપણો સ્વભાવ તથા સ્વધર્મને અનુકૂળ "એકમાં બહુ"નું જ તત્ત્વ છે.

સન્દેશની છેલ્લી બે કંડિકામાં જગતઐક્યની આવશ્યકતા, તેમ જ ભયસ્થાનોનો નિર્દેશ છે; બીજાં રાષ્ટ્રોની જેમ માત્ર બાહ્યજીવનની સ્થૂલ સંપ્રાપ્તિઓને ખરી કરવામાં હિંદે એટલું બધું પરોવાઈ જવું ઘટે નહિ કે તે પોતાના આધ્યાત્મિક સ્થાનને ખોઈ બેસે; ભારતીય મહાપ્રજાનાં પ્રગતિ તથા પરિવર્તન ફક્ત બાહ્ય નહિ પણ વિચાર તેમ જ આન્તર સ્વરૂપનાં થવાં જોઈએ. કસોટી થશે જ, પણ આપણો આધ્યાત્મિક વારસો લોપાવા દેવાય નહિ. જો ભારતીય આત્મા અદૃશ્ય થાય તો એ વિધિનો વક્રયોગ જ સમજવો *

* આ અન્તભાગનાં ઘણાંખરાં મૂલ્યવાન વચનો આ અંકના ધ્યાનમંત્ર તરીકે લીધાં છે.

## બે સુન્દર ગઝલો

[ સુરતમાં 'માનસી'ની મંડળીમાં મદદ તરીકે મહાગુજરાત ગઝલ મંડળે તા. ૧૯-૧૨-૧૯૪૮ને રોજ યોજેલા મુશાયરાની બે વાનગી અહીં રજૂ કરતાં આનંદ થાય છે—તંત્રી ]

### અન્તર પાર

મોહબ્બતમાં અમારી દૃષ્ટિ અંતર-પાર લાગે છે,
તમે જોતા નથી તેમાં ય અમને પ્યાર લાગે છે.

ફક્ત ગમનો જ કાયમ દિલ ઉપર અધિકાર લાગે છે,
ખુશી એ તો બિચારી આરઝી સરકાર લાગે છે.

પ્રભાકર પર શશિ પર બેઉનો સંસાર લાગે છે,
ઉષા રજની ઉમરમાં રોજની તકરાર લાગે છે.

હૃદયની થઈ દશા નાજુક છતાં ખુદ્દાર લાગે છે,
બતાવે કોઈ હમદર્દી હૃદય પર ભાર લાગે છે.

નયન, દિલ, કલ્પનાઓ, ઊર્મિઓ કવિતા અને આશા
તમે હોતાં નથી તો આ બધાં ગમખ્વાર લાગે છે.

ઉજવતો હું-નથી જન્મોત્સવો શ્રદ્ધા નથી એમાં
મને તો સ્વાર્પણમાં જે મળે તહેવાર લાગે છે.

હજી થોડી મંઝલ કાપી ન કાપી ત્યાં કઝા બોલી,
પતાવી દે સફર વ્હેલી મુસાફિર વાર લાગે છે.

લલિત જે જે, કલના પ્રેમીઓ ગુજરાતમાં જોયા,
દિલોની દર્દ-મૂડીથી બધા ઝરદર લાગે છે.

જગતથી લીધું દિલ માટે 'અમીને' તીવ્ર સંવેદન,
હવે જીરવી ન સકશે એટલો અંગાર લાગે છે

*અહંકારી

અમીન આઝાદ
(સુરત)

## કારાગાર લાગે છે

બધાનાં દિલમહીં મુજ પ્રાણનો ધબકાર લાગે છે.
મને માગ જીવનથી જીવતો સસર લાગે છે.
મને તે પુષ્પ લાગે છે, તને જે ખાર લાગે છે,
હૃદયની ભાવનાનો તે અહીં આકાર લાગે છે,
અહીં પણ ના મળી મંઝિલ, તહીં પણ ના મળી મંઝિલ,
અહીં, તે પાર લાગે છે, તહીં આ પાર લાગે છે.
ખરી જાયે છતાં જેની મીઠી સૌરભ રહી જાયે,
જગતના બાગમાં એવાં કુસુમ બેચાર લાગે છે.
"તહીં મઝધારમાં રમતો નિહાળી મુક્ત સાગરને
કિનારાને કિનારો આજ કારાગાર લાગે છે.
હસીને થાકતાં રડવું, રડીને થાકતાં હસવું,
મને બસ એ જ માનવજિંદગીનો સાર લાગે છે.
કિનારેથી મને મઝધારમાં દેખી, ઓ હસનારા!
કિનારો એ જ છે મારો, તને મઝધાર લાગે છે.
"અચલ"!, એ મસલતો કિનારને આજે કહી દેજો,
હૃદય મુજ સ્પષ્ટ છે, તમને સમજતાં વાર લાગે છે.

મહેન્દ્ર વ્યાસ (અચલ)